અત્તબલીગ ૭૮ નં. ૧૨



અલ્લાહ તઆલા ફરમાવે છે:-

ભાથુ (તૈયાર) કરો ખચીત ભાથુ પરહેઝગારી છે.

*The Garden of Tradition*

# ગુલઝારે હદીસ

: છપાવી પ્રસિદ્ધ કર્તા :

અહમદ બિન હાજી આરિફ અશરફ રાંદેરી.

આવૃત્તિ બીજી | મુસ્લિમ-ગુજરાત પ્રેસ. સુરત. | પ્રત ૨૦૦૦
૧૩૫૦ હી. | | ૧૯૩૧ ઈ.

હાજી મહમુદ મોહંમદ આકુજી સાહબ તરફથી ભેટ.



# હઝરત રસુલે ખુદા (સલ.)ના તથા તેમના અસહાબો (રદી.)ના અમુલ્ય વચનો.

## હઝરત રસૂલુલ્લાહ ( સલ. ) ના વચનો.

સર્વથી પહેલાં હુઝુર ( સલ. ) ના કેટલાક ફરમાનોનું વર્ણન કરીએ છીએ. એક એક ફરમાન વાંચતા કે સાંભળતાં જાઓ અને દરૂદ શરીફ પઢતા જાઓ.

૧ હઝરત " મોહુંમદ મુસ્તુફા (સલ.)એ ફરમાવ્યું છે કે બે આદતો એવી છે કે તેથી વધારે કોઈ ચીજ નથી. ૧ અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યું. ૨ મુસલમાનોને નફો પહોંચાડવો. અને બે આદતો એવી છે કે તેથી વધારે કોઈ બુરી નથી. ૧ અલ્લાહ તઆલાની સાથે કોઈને શરીક કરવો. ૨ મુસલમાનોને સતાવવા."

૨ આપે (સલ.) ફરમાવ્યું છે કે "આલિમોના પાસે બેસવું જોઇએ અને અક્કલવાનોની વાતો સાંભળવી જોઇએ, કારણ કે અલ્લાહ તઆલા જેમ સુકી જમીનને વરસાદના પાણીથી ભીની કરી દે છે તેમ દાનાઇના નુરથી મુરદા દીલ રવશન થઇ જાય છે."

૩ આપે (સલ.) ફરમાવ્યું છે કે "ખુદાની પનાહ ચાહે તેને પનાહ દો જે ખેરાત માંગે તેને ખેરાત આપો. જે દઆવત (નોતરૂં) આપે તે કબુલ કરો, જે તમારા પર એહસાન (ઉપકાર) કરે તેને સારો બદલો આપો, અને જો એવો લાગ ન આવે તો તેને માટે ખુદાથી અહીં સુધી દુઆ માંગો કે તમારૂં દિલ સાક્ષી આપે કે હવે દુઆથી તેનો અવેજ મળી ગયો."

૪ આપે (સલ.) ફરમાવ્યું કે "હલાલ રોજીથી વધારે સારૂં કોઇ ખાણું નથી."

૫ આપે (સલ.) ફરમાવ્યું છે કે મજુરોની મજુરી તેમનો પરસેવો સુકાઈ જાય તે પહેલાં આપી દો (એટલે જલદી પહોંચાડી દો.)

૬ હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે "હઝરત (સલ.) પોતાના જોડા હાથે સીવી લેતા હતા. ઘરનું કામકાજ પોતેજ કરી લેતા હતા. પોતાના જનાવરોને હાથે દોહી લેતા હતા અને પોતાની ખિદમત જાતે કરી લેતા હતા. મતલબ એ કે

પોતાના કામો જાતે કરી લેતા હતા. પારકી આશા ન રાખતા હતા. (બીજાના મોહતાજ થતા ન હતા.)

૭ આપે (સલ) ફરમાવ્યું છે કે "આખા શરીરમાં એક ટુકડો (ભાગ) છે તે જ્યારે સુધરે છે તો આખું શરીર સુધરી જાય છે, અને જયારે તે બગડે છે ત્યારે તમામ બદન બગડી જાય છે તે કકડો એક દિલ છે."

૮ આપે (સલ.) ફરમાવ્યું છે કે "ચાર ચીજો જેને મળી જાય તેને દુનિયા અને આખેરતની ખુશીઓ મળી ગઈ. ૧ શુકર કરવાળુ દીલ, ૨ ખુદાની ઝિકર કરવા વાલી જીભ. ૩ આફતો પર સબર કરવાવાળું બદન ૪ પોતાના નફસ અને ધણીના માલમાં ખયાનત નહિ કરવાવાળી સ્ત્રી"

૯ આપે (સલ.) ફરમાવ્યું છે કે "સાધારણ (સાદગી) અને ફાટેલા વસ્ત્રોથી વેર રાખવું નહિં એ મોમિનોની નિશાની છે

૧૦ આપે (સલ.) ફરમાવ્યું છે કે "જે કોઈ તેની મકદુર હોવા છતાં ખુબસુરત લિબાસને તજી દે, ખુદા તેને બુઝુર્ગીના વસ્ત્ર અતા ફરમાવશે."

૧૧ આપે (સલ.) ફરમાવ્યું છે કે જે માણસ નમ્ર થઈ ચાલે છે ખુદા તેને ઈઝઝત આપે છે. ભલે તે પોતાને હકીર સમજતો હોય પરંતુ લોકો તેની ઇઝઝત કરે છે. અને જે તકબ્બુર (અહંકાર) કરે છે ખુદા તેને હકીર કરી દે છે જો કે તે પોતાને મોટો ગણતો હોય, પરંતુ લોકો તેને સુવ્વર અને કુતરાથી વધારે ઝલીલ અને હકીર ગણશે."

૧૨ આપે (સલ.) ફરમાવ્યું છે કે "મુસલમાનનો માલ દબાવવો એમ હરામ છે કે જેમ તેનું લોહી."

૧૩ આપે (સલ.) ફરમાવ્યું છે કે ઇનસાનની મીઠી વાણી તેની ખુબસુરતી છે."

૧૪ આપે (સલ.) ફરમાવ્યું છે કે "ઇન્સાનની ખુબી તેની મીઠી જીભ છે."

૧૫ આપે સલ. ફરમાવ્યું છે કે "હલીમ તે છે જે એબો ઢાંકી દે છે અને તે કરીમ છે જે સજા આપનાર હોય છતાં માફ કરી દે છે."

૧૬ આપે (સલ.) ફરમાવ્યું છે કે "કોઇપણ ગુનાહથી તોબા કરવાનો અર્થ એ છે કે ઇનસાન પછી જિંદગી પર્યંત ત ગુનાહથી વેગળા રહે."

૧૭ આપે (સલ.) ફરમાવ્યું છે કે "હાથમાં લાકડી રાખવી એ મુસલમાનોની નિશાની અને પયગમ્બરોનો તરીકો છે.

૧૮ આપે (સલ.) ફરમાવ્યું છે કે તમામ મખલુક ખુદાની અઝીઝ છે. ખુદાનો પ્યારો બંદો તે છે જેનો વજુદ ખુદાની અઝીઝ મખલુકના હકમાં મુફીદ હોય."

૧૯ આપે (સલ.) ફરમાવ્યું છે કે "જેની જીભથી અને હાથથી કોઇ મુસલમાનને ઇજા ન થાય તે નેક મુસલમાન છે."

૨૦ આપે (સલ.) ફરમાવ્યું છે કે "મુસલમાનોને સલામ કરવી પણ એક જાતની ખેરાત છે."

## હઝરત સિદ્દીકે અકબર (રદી.) ના વચનો.

૧ આપે (રદી.) ફરમાવ્યું છે કે "ખુશ્કી જીભ અને તરી દિલ. અગર જો જીભ બગડી તો દુનિયાવાળા તે પર રડશે અને જો દિલ બગડશે તો ફરિશ્તા તેના હાલ પર અફસોસ કરશે."

૨ આપે (રદી.) ફરમાવ્યું છે કે "પાંચ તારીકીયો (અંધકાર) છે. અને તેના પાંચ દીવા છે. ૧ દુન્યાની મોહબ્બત અંધારૂં છે અને પરહેઝગારી એનો દીવો છે. ૨ કબર અંધારૂં છે અને લાઇલાહા ઇલ્લલ્લાહો મુહમ્મદુર્રસુલુલ્લાહ એનો દીવો છે. ૩ આખેરત અંધારૂં છે અને નેક અમલ તેનો દીવો છે. ૪ પુલસરાત અંધારૂં છે અને યકીન તેનો દીવો છે. ૫ ગુનોહ અંધારૂં છે અને તવબા તેનો દીવો છે."

૩ આપે (રદી.) ફરમાવ્યું છે કે "જે માણસને અલ્લાહુ તઆલાએ દસ આફતો અર્પણ કરી છે ખચિતજ તે દરેક આફત અને બલાથી અમનમાં રહેશે. વળી તેને મુકર્રબીન અને પરહેઝગારોનો દરજ્જો મળશે. ૧ હંમેશાં કનાઅત કરવાવાળા દિલની સાથે સચ્ચાઇ ઇખ્તેયાર કરવી. ૨ હંમેશાં શુકરની સાથે પુરેપુરૂં સબર કરવું. ૩ હંમેશાં પરહેઝગારીની સાથે ફકીરી કરવી. ૪ હંમેશાં ગુન્હાઓપર અફસોસ કરવો. ૫ હંમેશાં ખિદમત કરનાર ૭.ની કોઇની સાથે મિત્રાચારી કરવી. ૬ હંમેશાં શરમ લિહાઝની સાથે કોઇથી મહોબત

કરવી. ૭ હુમેશાંની બરબાદી સાથે નફો પહોંચાડનાર જ્ઞાન (ઇલ્મ.") ૮ અક્કલની સલામતી સાથે દૃઢ ઇમાન. ૯ અલ્લાહની ઝિકરમાં જીભ તર રહેવી. ૪ આપે (રદી.) ફરમાવ્યું છે કે "ચાર ચીજો ચાર ચીજો પર ખતમ થઇજાય નમાઝ બે સિજદએ સહુ પર, ૨ રોઝો સદકએ ફિત્ર પર, ૩ હજ ફિદયા પર, ૪ ઈમાન જિહાદ પર."

## હઝરત ઉમર ફારૂક (રદી.)ના પાક કલામો.

૧ આપે (રદી.) ફરમાવ્યું છે કે "મને દુન્યામાં ત્રણ ચીજો સારી લાગે છે. ૧ નેકીનો હુકમ આપવો. ૨ બુરાઈથી રોકવો. ૩ પુરાના (જુના) વસ્ત્રો પહેરવાં."

૨ આપે (રદી.) ફરમાવ્યું છે કે "દરિયા ચાર છે. ૧ હવા અને હવસ ગુનાહનો દરીઓ છે. ૨ નફસ ખાશિનો દરીઓ છે. ૩ મોત જિંદગી અથવા અમલનો દરીઓ છે. ૪ કબર શરમિંદગીનો દરીઓ છે."

૩ આપે (રદી.) ફરમાવ્યું છે કે "અગર ગેબદાનીનો દાવો ન સમજાવવામાં આવતે તો હું પાંચ માણસની વાત ખચિતજ કહી દેતે કે તે જન્નતની (સ્વર્ગી) છે. ૧ બાલ બચ્ચાંવાળો ફકીર, ૨ ધણીને ખુશ રાખનારી સ્ત્રી, ૩ ધણીને પોતાની મહેર માફ કરનાર સ્ત્રી, ૪ જેનાથી માબાપ રાજી રહે, ૫ ગુનાહોથી તવબા કરનાર."

૪ આપે (રદી.) ફરમાવ્યું છે કે "મેં સઘળા મિત્રોને જોયા પરંતુ જીભને અપશબ્દોથી બચાવવી એથી વધારે કોઈ મહબુબ નહિ દીઠો (અલ્લાહના ઝિક્ર સિવાય કે સારા કલામો સિવાય બીજું કાંઈ બોલવા દેવા જીભને કાબુમાં રાખવી. ૨ મેં સર્વ વસ્તો દીઠા પરંતુ પરહેઝગારીથી વધારે સારો બીજો કોઈ લીબાસ દીઠો નથી. ૩ મેં સર્વે વસ્ત્રો જોયા પરંતુ કનાઅતથી વધારે કોઈ માલ દીઠો નહિ. ૪ મેં સઘળી તકલીફો જોઇ પરંતુ ખેરખાહીથી વધારે કોઈ નેકી બાકી નહિ. ૫ મેં તમામ ખાણા (ખાવાનું) જોયા પરંતુ સબરથી વધારે લહેજતદાર કોઈ ખાવાનું દીઠું નહિ."

૫ આપે (રદી.) ફરમાવ્યું છે કે, "જેણે નકામી વાતો કરવી છોડી દીધી તેણે દાનાઈ મેળવી. જેણે નકામુ નિહાળવું (જોવું) મુકી દીધું તેણે દિલી ઈનકિસાર મેળવ્યો. ૩ જેણે નકામુ ખાવાનું તજી દીધું તેણે ઇબાદત મેળવી. ૪ જેણે નકામું હસવું મુકી દીધું તેણે રોબ મેળવ્યો. ૫ જેણે મશ્કરી છોડી દીધી તેણે ખુબી હાંસલ કરી લીધી. ૬ જેણે દુન્યાની મહોબત તજી દીધી તેણે આખરેતની મેહોબત હાંસલ કરી. ૭ જેણે બીજાઓનો એબ કાઢવો એ મુકી દીધું તેણે પોતાની બુરાઈની ઇસલાહ કરી. ૮ જેણે અલ્લાહ તઆલાની ઝાત સંબંધી ચુનોચરા કરવી છોડી દીધી તેણે નિફાક (કુસંપ)થી દુરી હાંસલ કરી."

૬ આપે (રદી.) ફરમાવ્યું છે કે "આપ પોતાના કાબુમાં રહેવા ઇચ્છતા હો તો પોતાના રાઝ (ભેદની વાતો) છુપાવી રાખો (જાહેર કરો નહિ.)"

૭ આપે (રદી.) ફરમાવ્યું છે કે "ખામોશની તરફથી તમારે દિલમાં નફરત હો અને બુગ્ઝ હો એથી ડરતા રહો."

૮ આપે (રદી.) ફરમાવ્યું છે કે "ખુદા તે માણસનું ભલું કરે જે મારા એબો મને જાહેર કરે."

૯ આપે (રદી) ફરમાવ્યું છે કે "જે આલિમ હલાલ અને હરામની ખબર રાખતો હોય તેની મોત હઝારો આબેદોની મોતથી વધારે સારી છે."

૧૦ આપે (રદી.) ફરમાવ્યું છે કે "હું મુસલમાનોના હકમાં કોઈને એટલો ખોફનાક નથી સમજતો જેટલો કે એક મુનાફિક, જેનો ઈલમ (જ્ઞાન) તેની જીભ હોય અને દિલ જાહેલ હોય (અજ્ઞાન હોય.)"

૧૧ આપે (રદી.) ફરમાવ્યું છે કે "વધારે વાતો કરનારનો ગુસ્સો પણ તેવોજ હોય છે અને તેનામાં લેહાઝના ગુણ ઓછા થઈ જાય છે અને તેથી તે પરહેઝગાર રહયો નહિ કે બની શકશે નહિ અને જે પરહેઝગાર નથી તે મુરદા દીલ છે."

૧૨ એથી વધારે કોઈ ગુમરાહી નથી કે માણુસ બીજાને તોહમત આપે અને પોતે તે કામમાં શામેલ હોય અને જે

એબ પોતામાં હોય તે ન સુધારતાં બીજાને નસીહત કરે અને નકામી વાતોમાં વખત ગુમાવી દે.

૧૩ આપે (રદી.) ફરમાવ્યું છે કે "મુસલમાનોની તવાઝો એ છે કે પહેલાં બીજાને સલામ કરે. મજલીસમાં છેલ્લા બેસે અને ખુશામદને ખરાબ ગણી કાઢે."

૧૪ આપે (રદી.) ફરમાવ્યું છે કે "પોતાના નફસથી હિસાબ લો તે પહેલાં કે તમારી પાસે હિસાબ લેવાય."

૧૫ આપે (રદી.) ફરમાવ્યું છે કે "અલ્લાહના ઈમાન પછી સૌથી સારી ચીજ નેક ખુલ્ક, મહોબત કરનારી અને સાહિબે અવલાદ સ્ત્રી છે. કુફ્ર પછી સૌથી મોટી ચીજ બદખુલ્ક અને ઝબાંદરાઝ ઓરત છે."

૧૬ આપે (રદી.) આપે ફરમાવ્યું છે કે "મુસલમાનની વાતચીતથી જયાંસુધી તમને લાભ મળે તેને શરારત નહિ સમજો."

૧૭ આપે (રદી.) ફરમાવ્યું છે કે "માણસની ઈજ્જત તેનો દીન છે, અને તેનો હસબ ખુલ્ક છે. ફારસી હોય કે કબતી હોય."

૧૮ આપે (રદી.) ફરમાવ્યું છે કે "જાહેર અને બાતિનમાં બાહમ મુખાલેફત ન હોય તેનું નામ અમાનત છે."

## હઝરત ઉસમાન ગની (રદી.)ના પાક ફરમાનો.

૧ આપે (રદી.) ફરમાવ્યું છે કે દુનિયાનો ગમ દિલમાં અંધારૂં છે અને આખેરતનો ગમ નુર છે."

૨ આપે (રદી.) ફરમાવ્યું છે કે "મને દુનિયામાં ત્રણ ચીજો પ્યારી છે, ૧ ભુખ્યાને ખવડાવવું, ૨ ડીલે વસ્ત્ર ન હોય તેને લુગડાં પહેરાવવા, ૩ કુરઆન મજીદની તિલાવત કરવી–પઢવું."

૩ આપે (રદી.) ફરમાવ્યું છે કે "મેં ચાર ચીજોમાં મઝા જોઈ, ૧ ખુદાના ફર્ઝ અદા કરવામાં, ૨ જેને ખુદાએ હરામ બતાવ્યું છે તેથી બચવામાં, ૩ નેકીનો હુકમ સવાબને માટે દેવો, ૪ ખુદાના ગઝબથી બચાવવા ખાતર બુરાઈથી રોકવું."

૪ આપે (રદી.) ફરમાવ્યું છે કે "પરહેઝગારોની પાંચ નિશાનીઓ છે. ૧ તે માણસ પાસે બેસો જે પોતાના દીનને સંભાળે. શર્મગાહ (શહવત) અને જીભ ઉપર ગાલિબ રહે, ૨ જ્યારે દુન્યવી મોટાઇ મળે તેને વબાલ સમજે અને જ્યારે દીની ભલાઇઓમાંથી જરાપણ ભલાઈ મળી જાય તો ગનીમત જાણે, ૩ પોતાનું પેટ હલાલ રોજીથી ભરે, એ ડરથી કે કદાચ એમાં હરામ કમાઇ શામિલ હોય."

૫ આપે ( રદી. ) ફરમાવ્યું છે કે " જે કોઇ પાંચ વખતની નમાઝ વખતસર બરાબર અદા કરતો રેહશે અલ્લાહ તઆલા તેને નવ બુઝુર્ગીઓ અતા ફરમાવશે:—૧ અલ્લાહ તઆલા તેનાથી મહોબત કરશે. ૨ તે તંદોરસ્ત રહેશે, ૩ ફરિશતાઓ તેની દેખરેખ રાખશે, ૪ તેના ઘરમાં બરકત થશે, ૫ તેનું દિલ અલ્લાહ તઆલા નરમ કરી દેશે, ૬ તેની

 

પેશાની ઉપર નેકીઓની નિશાની હશે, ૭ તે વીજળીની માફક ચમકતો પુલસરાત પરથી પસાર થઈ જશે. ૮ ખુદા તેને દોઝખથી બચાવશે. ૯ જેઓ બેખોફ અને બેગમ છે ખુદા તેઓની પાડોશમાં તેને રાખશે.

૬ આપે (રદી.) ફરમાવ્યું છે કે "દસ ચીજો સૌથી વધારે નકામી છે:—૧ તે અલિમ જેનાથી કોઇ કાંઇ પુછ પરછ કરવાની હીંમત ન કરે, ૨ એવી વિદ્યા કે જ્ઞાન જે પર અમલ ન કરાય. ૩ તે સારી સલાહ જે પસંદ ન આવ, ૪ હુથિયાર જે વપરાતાં ન હોય, ૫ મસીદ જેમાં નમાઝ પઢનાર ન હોય, ૬ તે કુરઆને મજીદ જેને પઢવામાં ન આવે, ૭ તે માલ જે ખરચ ન કરી શકાય, ૮ ઘોડા જે પર સવારી નહિ થાય, ૯ જે દુન્યાનો લાલચુ હોય તેના પેટમાં પરહેઝગારીનો ઇલમ, ૧૦ તે મોટી ઉમર જેમાં સફર અને આખેરતનો તોશો (ભાથું) તૈયાર ન કર્યો હોય."

## હઝરત અલી મુર્તઝા (રદી.)ના પાક ફરમાનો.

૧ આપે (રદી.) ફરમાવ્યું છે કે જેને ખુદા અને રસૂલ (સલ.) અને અવલિયાના તરીકા આવતા નથી તે ખાલી હાથે છે. તેમનાથી પૂછયું ખુદાનો તરીકો શું છે? ફરમાવ્યું ભેદને છુપાવવા, પછી પૂછયું હઝરત રસૂલુલ્લાહ (સલ.) નો તરીકો શો છે? ફરમાવ્યું મિલનસારી. પછી પૂછયું કે અવલિયાઓનો તરીકો કયો છે? ફરમાવ્યું લોકોની તરફથી તકલીફ પહોંચે ત્યારે બરદાસ્ત (સહન) કરવું."

૨ આપે (રદી.) ફરમાવ્યું છેઃ—"ત્રણ ચીજો મગજ શકિત વધારે છે અને બલગમને ઘટાડે છેઃ—(૧) મિસવાક કરવો (૨) રોઝો રાખવો (૩) કુરઆને મજીદ પઢવું."

૩ આપે (રદી) ફરમાવ્યું છેઃ—"આદમીનો સૌથી સારો અમલ તે છે જે અલ્લાહુ તઆલા કબૂલ કરે અને સૌથી સારો મહીનો તે છે જેમાં ખુદાની હુઝૂરમાં સાફ દિલથી તવબા કરે અને સૌથી સારો દિવસ તે છે જેમાં અલ્લાહુ તઆલાની પાસે દુન્યાથી ઈમાનદાર જાય."

૪ આપે (રદી.) ફરમાવ્યું છે "મને દુનિયામાં ત્રણ ચીજો વહાલી છે (૧) મેહમાનની ખિદમત કરવી, (૨) ગરમીની મોસમમાં રોઝો રાખવો, (૩) જેહાદમાં કુફ્ફાર અને મુશરેકો પર તલવાર ચલાવવી."

૫ આપે (રદી.) ફરમાવ્યું છેઃ—"જ્યાં સુધી ચાર ચીજો કાયમ છે દીન અને દુન્યા બંને હંમેશા કાયમ રહેશે. (૧) જ્યારે માલદાર પોતાની દોલતમાં કંજુસી કરશે નહી. (૨) જ્યાં સુધી આલિમો પોતાના ઇલમપર અમલ કરતા રહેશે, (૩) જ્યાં સુધી જાહેલ (અજ્ઞાન) પોતાની અજ્ઞાનતા પર ઉતરી આવશે નહિ, (૪) જ્યાં સુધી ફકીર પોતાની આખરતને દુનિયા માટે વેચશે નહિ."

૬ આપે (રદી.) ફરમાવ્યું છેઃ—"સૌથી કઠણ (અઘરા) કામો ચાર છે (૧) ગુસ્સાના વખતે માફી આપવી, (૨) તંગાશામાં

બખશિશ કરવી, (૩) એકાંતમાં પાક દામન રહેવું, (૪) જેનાથી ડરતા હોઇએ અથવા જેનાથી કાંઈ ઉમેદ હોય તેની સામે હુક વાત કહેવી."

૭ આપને પુછવામાં આવ્યું કે:—"આસમાનથી ભારે કઈ ચીજ છે? જમીનથી વધારે ફેલાયલી કઈ ચીજ છે? ૩ દરીઆથી વધારે સખી કઈ ચીજ છે? ૪ પત્થરથી વધારે સખત કઇ ચીજ છે? ૫ (અગ્નિ)થી વધારે ગરમ કઇ ચીજ છે? ૬ ઝહેરમોહરાથી વધારે ઠંડી કઇ ચીજ છે? ૭ ઝેરથી વધારે કડવી કઇ ચીજ છે?

આપે (રદી.) જવાબ આપ્યો, "(૧) ખલકત પર તોહમત લગાડવી આસમાનથી વધારે ભારી છે. ૨ અલ્લાહુ તઆલાની ઝાત જમીનથી વધારે ફેલાયલી છે. ૩ કનાઅત કરનાર વલી દરીઆથી વધારે સખી છે. ૪ મુનાફેકનો દિલ પત્થરથી વધારે સખત છે. ૫ જાલિમ પાદશાહ આગથી વધારે ગરમ છે. ૬ કંજુસોથી માંગવું ઝહેર મોરાથી વધારે ઠંડું છે. ૭ સબર ઝેરથી પણ વધારે કડવો છે."



# બીજા બુઝરૂગોના અકવાલો.

સુફયાન સૌરી (રહ) થી રિવાયત છે કે દરેક ગુનાહ જે શહવતથી છે તેની માફીની આશા રહે છે પણ જે ગુનોહ ગરૂરીથી થાય છે તેની માફીની આશા હોતી નથી. કારણ કે ઇબ્લીસનો મૂળ ગુનોહ તકબ્બુરીથી હતો અને આદમ (અલે.) ની મુળ ખતા શહવતથી હતી.

અબ્દુલ્લાહ ઇબ્ને મસઉદ (રદી.) થી રિવાયત છે કે કેટલાક લોકો માલ હોવાને લીધે ગુનાહોમાં વધ્યા છે અને કેટલાકોની તારીફ થવાથી તેઓ ફિતનામાં પડયા છે અને કેટલાકોની એબ છુપાવાથી તેઓ ધોકામાં પડયા છે. *

ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે. અકકલવાળાને યોગ્ય છે કે તે સાત વાતોને સાત વાતો કરતાં પસંદ કરે (૧) ફકીરીને તવંગરી કરતાં (૨) ઝિલ્લતને ઇઝઝત કરતાં × (૩) તવાઝો (નમ્રતા)ને તકબ્બુરી (ગરૂર) કરતાં (૪) ભુખને

---

* એટલે ઘણી નેઅમતો મળવાને લીધે ગુનહમાં વધુ ફસે છે અને જાણે છે કે જો અમો બુરૂ કરનાર હોત તો અમને આ નેઅમતો કેમ મળતે. એવીજ રીતે ખુશામદ ચાહનારની તારીફ થવાથી તેઓ ફિતનામાં પડે છે અને તેઓ જાણે છે કે અમો સારા છીએ. એવીજ રીતે એબ છુપવાથી તેઓ સમજે છે કે અમો એબ કરતા નથી.

× એટલે દુન્યાની ઝિલ્લતને તેની ઇઝઝત પર અને આખિરતના ગમને દુન્યાની ખુશી પર.

પેટ ભરવા કરતાં (૫) ગમને ખુશી કરતાં (૬) ઘટેલાને ચઢેલા કરતાં (૭) મૌતને ઝિન્દગી કરતાં.

અનસ ઇબ્ને માલિકે (રદી.) કહ્યું પૃથ્વિ દરરોજ દશ શબ્દોથી પોકાર કરી કહે છે. (૧) ઓ આદમના પુત્ર તું મારી પીઠ ઉપર દોડે છે અને તારે મારા પેટમાં આવ્વું છે, (૨) તું મારી પીઠ ઉપર ગુનો કરે છે અને મારા પેટમાં તને અઝાબ થશે. (૩) તું મારી પીઠ ઉપર હસે છે અને મારા પેટમાં તું રડશે. (૪) તું મારી પીઠ ઉપર ખુશી કરે છે અને મારા પેટમાં તું ગમ કરશે. (૫) તું મારી પીઠ ઉપર માલ ભેગો કરે છે અને તું મારા પેટમાં પસ્તાવો કરશે. (૬) તું મારી પીઠ ઉપર હરામ માલ ખાય છે અને મારા પેટમાં કીડા તને ખાશે. (૭) તું મારી પીઠ ઉપર ઈતરાઇ છે અને મારા પેટમાં ઝલીલ થશે. (૮) તું મારી પીઠ ઉપર ખુશી ખુશીમાં ચાલે છે અને તું મારા પેટમાં દુઃખી થઈને આવશે. (૯) તું મારી પીઠ ઉપર અજવાળામાં ચાલે છે અને મારા પેટમાં અંધારામાં તું ચાલશે. (૧૦) તું મારી પીઠ ઉપર સભાઓમાં જાય છે અને મારા પેટમાં તું એકલો આવશે.

હઝરત ઈબ્રાહીમ (અલે.) ને પૂછ થઇ કે શા કારણે અલ્લાહે તમને ખલીલ (દોસ્ત) બનાવ્યા ? તેમણે કહ્યું કે ત્રણ ચીજને લીધે. (૧) બીજાના હુકમ ઉપર મ્હેં અલ્લાહના

હુકમને પસંદ કર્યો. (૨) જે કામોનો અલ્લાહ જામીન છે. તેમાં મ્હેં ફિકર કરી નહીં. (૩) મ્હેમાન (પરોણા) વગર મ્હેં સવાર સાંજનું ખાણુ ખાધું નહી.

હઝરત જીબ્રઈલે (અલે.) કહયું એ મોહમ્મદ (સલ.) જેટલું તું ચાહે જીવ પણ જરૂર એક દિવસ તું મરનાર છે, અને ચાહે તેની પ્રીતિ કર પણ ખચીત તું તેનાથી જુદો થનાર છે, અને જે ચાહે તે કર પણ બેશક તેનો બદલો જરૂર છે.

ઇબ્રાહીમ અદહમ (રહ) થી રિવાયત છે કે તેમને કોઇએ કહ્યું કે તમને ઝોહદ કેવી રીતે મળ્યો? તેમણે કહ્યું કે ત્રણ ચીજથી. (૧) મ્હેં કબરને જોઈ કે બીહામણી છે અને ત્યાં મારો કોઈ સાથી નથી. (૨) મ્હેં માર્ગને જોયો કે તે લાંબો છે અને મારી સાથે ભાથુ નથી. (૩) મ્હેં અલ્લાહ જબ્બારને ચુકાદો આપનાર જોયો અને મારી પાસે પૂરાવો નથી.

ઈબ્ને સુલેમાન દારાની (રહ) થી રિવાયત છે કે તેમણે કહ્યું દુન્યા તથા આખિરતની દરેક બેહતરીનું મૂળ ખુદાનો ભય છે, અને દુન્યાની કુંચી પેટ ભરવું છે. અને આખિરતની કુંચી ભુખ છે.

હાતેમ અસમ (રહ) થી રિવાયત છે કે તેમણે કહ્યું, ચાર ચીજોની કદર ચાર શખ્સોજ બુજે છે. (૧) જુવાનીની કદર ઘરડા જાણે છે (૨) આરામની કદર તકલીફવાળાજ જાણે છે, (૩) તંદુરસ્તીની કદર માંદાજ પીછાણે છે, (૪) ઝિન્દગીની કદર મુરદાંચ બુજે છે.

